For The Benefit of Students

વિદ્યાર્થીઓના લાભાર્થે

# શંકિત-હૃદય

નામક નાટકનો ટુંકસાર અને આલોચના


લેખક,

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ એમ. એ.


અમદાવાદ બી. જે. મેડીકલ સ્કુલ એમેચ્યોર્સ માટે




પ્રકાશક

મેનેજીંગ કમીટી ૧૯ મું સોશીયલ ગેધરીંગ અને કોન્સર્ટ

સંવત ૧૯૮૫ ઇ. સ. ૧૯૨૯

મુલ્ય ચાર આના.

ધી પરમાર પ્રીન્ટીંગ પ્રેસમાં

પરમાર હરીલાલ ત્રીકમલાલે છાપી

બાલાહનુમાન પાસે, રાચીરોડ—અમદાવાદ.

[illegible] મેડીકલ સ્કુલ એમેચ્યોર્સ તરફથી

# વિજ્ઞપ્તિ.

દર વર્ષે અત્રેની બી. જે. મેડીકલ સ્કુલના વિદ્યાર્થીઓ પોતાના વાર્ષિક સમ્મેલન સાથે નાટકનો પ્રયોગ કરે છે. તે પ્રમાણે આ વર્ષે પણ —: શંકિત—હૃદય :— નામનું નાટક હમારી શક્ત્યાનુસાર અમદાવાદની પ્રજા સમક્ષ મુકતાં અમને અત્યંત આનંદ થાય છે આ નાટકના લેખક શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઈ એમ. એ. અમને પ્રસ્તુતઃ નાટક ભજવવાની પરવાનગી મેળવી આપવામાં જે સહૃદયતા ઉત્સાહ અને ઉપકારવૃત્તિ દર્શાવ્યાં છે, તેને માટે હમે તેઓ શ્રીનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વિશેષ, દર વર્ષના નિયમાનુસાર આ વર્ષના ખેલની આવક અત્રેના વિદ્યાર્થીઓના લાભાર્થે આપી દેવાની હોવાથી અમદાવાદના નાટય રસિક નાગરિકો હમને અવશ્ય ઉત્તેજન આપશે એવી આશા છે.

જેકબ ડેવીડ.

ડ્રામેટીક સેક્રેટરી.

# શંકિત હૃદય

## નાટકના પાત્રો.

### પુરૂષ પાત્રો.

કુંજવિહારી:- એક ધનાઢ્ય વિલાસી તથા પરોપકારી પુરૂષ.
મી. ઇ. દ. એચ. ભટ્ટ

ચિદ્‌ધન:- કુંજવિહારીના કુટુંબમાં ઉછળેલો માતપિતા વગરનો ઉચ્ચાભિલાષી યુવક. મી. જાની.

ગુરૂ:- કુંજ તથા ચિદ્‌ઘન વિગેરે સાથે પરિચય ધરાવનાર, જુની ઢબનો આશ્રમ ચલાવતો એક સાધુ.
મી રમણ શાહ.

વકીલ:- ચિદ્‌ઘનના સમાજસેવાના કાર્યમાં સહાય કરવા માટે કુંજવિહારીએ રોકેલો એક પગારદાર ગૃહસ્થ.
મી આર ટી વ્યાસ.

ડોકટર:- સમાજસેવાના બહાના હેઠળ કામ કરતો એક હંબીક યુવક. મી એમ. એ કારપેન્ટર.

કવિ:- ચિદ્‌ઘનના સમાજસેવાના કાર્યમાં સહાય કરવા માટે કુંજ વિહારીએ રોકેલો એક ચકમ. મી. જેકબ.

ચોર (૧) (૨) મેસર્સ એમ. એ. ત્રીવેદી. કે. એમ છત્રપતિ.

કવિનો છોકરો :— મી. આર બી. શાહ.

### સ્ત્રી પાત્રો

વિલાસીની:- કુંજવિહારીની રમતીયાળ પત્નિ.
મી એચ કે. ભટ્ટ

ચંદ્રિકા:- ચિદ્‌ધન સાથે વાગ્દાન થયેલી ધનવાન યુવતિ.
મી. કે. જે. ત્રીવેદી.

કવિપત્નિ:- કવિરાજનાં ગૃહલક્ષ્મી. મી રમેશ ત્રીવેદી.

સખી:- મી આઈ. એન. પુરોહીત.

તે ઉપરાંત વનદેવીઓ વિગેરે વિગેરે

સ્ટેઈજ મેનેજર. જેકબ ડેવીડ.
મીo નાણાવટી. ડ્રામેટીક સેક્રેટરી.

# શંકિત હૃદય

## નાટકનો ટુંક સાર.

### મંગળાચરણ.

### અંક પહેલો.

---

પ્રવેશ પહેલો:- જગત્‌ના દુઃખ ટાળવાના વિચાર કરતો ચિદ્‌ઘન ગુરૂના આશ્રમમાં આવે છે. ચિદ્‌ઘને ચંદ્રિકા સાથે લગ્નસંબંધમા ન જોડાવાની લીધેલી હઠ બાબત ગુરૂજી ત્હેને સમજાવે છે. ચિદ્‌ઘન પોતાના નિશ્ચયમાં મક્કમ રહે છે.

પ્રવેશ બીજો:- ચિદ્‌ઘનનું કુંજવિહારીના બગીચામાં આવવું. એટલામાં વિલાસીની અને ચંદ્રિકા માયાની મહત્તાનું ગાન કરતાં પ્રવેશ કરે છે. વિલાસીની પાછળ મસ્ત બનેલો કુંજ ગાતાં ગાતાં પ્રવેશ કરે છે; અને ચિદ્‌ઘનને ત્હેના દુરાગ્રહ માટે મીઠો ઠપકો આપે છે. ચિદ્‌ઘન પોતાના વિચારમાં મક્કમ રહેવાથી કુંજ અને વિલાસ ચિદ્‌ઘન અને ચંદ્રિકાને એકલાં મુકી ચાલ્યાં જાય છે. ચંદ્રિકા ચિદ્‌ઘન ઉપર ત્હેના વિલાસ તરફના આકર્ષણનો આરોપ મુકે છે. ચિદ્‌ઘન ક્રોધાવસ્થામાં ચાલ્યો જાય છે.

પ્રવેશ ત્રીજો:- કવિ અને કવિપત્નિ પોતાનો ગરિબ ગૃહસંસાર આનંદથી ચલાવે છે. વકીલ અને ડાકટર આવી સમાજ સેવા થાય એવું નાટક લખવા કવિને વિનંતી કરે છે જે કવિ સ્વીકારે છે.

પ્રવેશ ચોથો:- કુંજે સ્થાપેલા દવાખાનામાં મજુર દર્દીઓ તરફ ડાકટર તોછડાઈ ભર્યું વર્તન કરે છે. ચિદ્દ્‌ઘનનું આવવું તથા ડાકટરને એમની વર્તણુંક માટે ઠપકો આપવો વકીલનું કવિને લઇને આવવું. વિચાર વમળમાં પડેલો ચિદ્દ્‌ઘન કવિને નવરાશે મળવા જણાવે છે.

પ્રવેશ પાંચમો:- ચિદ્દ્‌ઘનની છબી લઇ ચંદ્રિકા વિચાર કરે છે. કવિ તથા વકીલ નાટકની પસંદગી માંગવા પ્રવેશ કરે છે ચંદ્રિકા કંટાળતી હોવા છતાં વકીલ ત્હેને ચિદ્દ્‌ઘન વિષે અણગમતા પ્રશ્ન પુછે છે તેથી ચંદ્રિકા ત્હેને ચાલ્યા જવા કહે છે.

પ્રવેશ છઠ્ઠો:- ચિદ્દ્‌ઘન સંસારના અટપટા પ્રશ્નો વિચારતો દિવાનખાનામાં બેસે છે. પ્રેમની મસ્તીમાં ચઢેલાં વિલાસ અને કુંજ પ્રેમાલાપ કરે છે. અપ્રકટ રહી શૃંગારચેષ્ટા નિહાળતાં ચિદ્દ્‌ઘનના હૃદયમાં વિલાસ માટે રહેલું આકર્ષણ વ્યકત થાય છે ઉન્માદમાં આવી તે સુતેલી વિલાસને ચુમે છે અચાનક કુંજ તથા ચંદ્રિકાનુ આગમન.

ટેબ્લો.

---

# અંક બીજો.

---

પ્રવેશ પહેલો:– શરમથી સંતાતા ફરતા ચિદ્ઘનને નદીકીનારે સ્વપ્નમાં દેવીઓ મ્હેણાં મારતી દેખાય છે. પોતાના પાપથી અકળાઇ આપઘાત કરવા તૈયાર થાય છે. પણ પગે સર્પદંશ થાય છે. ઝેર ચઢતાં તે મૂર્છાવશ થાય

છે. ગુરૂ એકાએક આ સ્થળે પ્રગટ થઇ ઝેર ચૂસી લે છે.

પ્રવેશ બીજો:– વ્હાલવગા બનેલા કુંજની અસ્થીર મનોદશા વકીલ, ડોકટર, તથા કવિ ત્હેની આ દશાનો લાભ લઇ કોરા કાગળો ઉપર ત્હેની મિલ્કતની વ્યવસ્થા કરવાનું બ્હાનું કાઢી સહી લે છે.

પ્રવેશ ત્રીજો:– ઝેરની અસરથી અંધ બનેલો ચિદ્ઘન પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે. ગુરૂ ત્હેને આશ્વાસન આપે છે. પાપની જવાબદારી બદલ ચર્ચા થતા ગુરૂને પોતાના ભુતકાળ ચીતરાતો માલમ પડે છે. યુવાવસ્થામાં મિત્રની સ્ત્રી તરફ કરેલી કુદ્રષ્ટિ અને ત્હેનાં પરીણામે થયેલા સ્ત્રીના ઘાતનો દેખાવ. આકાશમાં આલેખાય છે ગુરૂ ચિતઘનના પિતા છે એ વાત અહીં પ્રગટ થાય છે અને બાળકોના દોષની જવાબદારી માતપિતા પર હોવાનું સત્ય ગુરૂને સમજાય છે.

પ્રવેશ ચોથો:– કુંજે આપેલી સહીનો પોતપોતાના લાભ માટે કેવી રીતે ઉપયોગ થાય તેની પેરવી વકીલ અને ડોકટર કરે છે. કવિ પણ તેવુંજ કાગળીયું હાથમાં લઇ તે યોજનામાં પોતાને પણ સામેલ રાખવા સમજાવે છે. ત્રણ જણા એ બાબતમાં સંમત થાય છે.

પ્રવેશ પાંચમો:– તરછોડાયલી ચંદ્રિકા પુરૂષવર્ગ તરફ પોતાનો તિરસ્કાર, કવિ, સખી, અને ડોકટરની સાથેની વાતચિતમાં વ્યકત કરે છે. પુરૂષ સમસ્ત તરફના તિરસ્કારનો આવેશ વધી જતાં પોતાની ઓરડીમાં મુકેલી પુરૂષોની છબીઓ ફોડી નાંખે છે પિતાની છબી ફોડતાં અચકાય છે. ચિદ્ઘનની છબી ફોડતાં હૃદયને અસહ્ય વ્યથા થાય છે.

પ્રવેશ છઠ્ઠો:– કવિપત્નિ કવી માટે ઉંચો જીવ કરતી સમય વિતાવે છે તેટલામાં કવી આવી ઘર ઉઘડાવવા મથે છે. કવિપત્નિ રીસ કરે છે. કુંજની મીલ્કત હસ્તગત થવાની લાલચ બતાવતાં કવિપત્નિ પરકી મીલ્કત ન લેવા આગ્રહ કરે છે.

પ્રવેશ સાતમો:– શંકાની વ્યથાથી પીડાતી કુંજ ભુતકાળને ભુલવાની દવા ખોળે છે. વિલાસ તથા કુંજને કોઈ વાસળી વગાડતું હોય એવો ભ્રમ થાય છે. વિલાસ ઝબકીને ગાતી ગાતી પ્રવેશ કરે છે. કુંજ વિલાસીનીને ન સમજાય એમ વ્યંગ કટાક્ષો મારે છે. વિલાસના મુખે ચિદ્ઘનનું નામ સાંભળી ઉન્માદ વશ થઇ કુંજ તેને નદીમાં ધકકો મારી ફેંકી દે છે. પાછળથી વિલાસ વગર નહિ રહેવાય એમ ભાન થતાં તે પણ વિલાસની પાછળ નદીમાં કુદી પડે છે.

દેખકો

## અંક ત્રીજો.



પ્રવેશ પહેલો:– કુંજની મીલ્કત સંબંધી કુલ સત્તા પોતાને મળ્યાથી વકીલ અને ડોકટર ખુશ થાય છે. અકસ્માત

કુંજના કારખાનામાંથી કાઢી મુકેલા મજુરો ચોરી કરવા આવે છે. વકીલ અને ડોકટર પાસેના સહીવાળા કાગળો કઢાવી ફેંકી દે છે. જે લાગ જોઇ કવિ ઉપાડી લે છે.

પ્રવેશ બીજો:- વિલાસની શોધમાં નદીમાં ફર્યા કરતા કુંજનો પશ્ચાતાપ ચોર લોકોનું આવવું. કુંજ પોતાનો માલીક છે એમ ચોરો ઓળખી કાઢે છે પાસેની ગુફામાં કોઇનું પ્રેત ગાય છે એમ ખબર સાંભળી વિલાસની આશામાં કુંજ તે ગુફા તરફ દોડી જાય છે. ચોર લોકો તેની સંભાળ માટે પાછળ દોડી જાય છે.

પ્રવેશ ત્રીજો:- હૃદયવ્યથાની શાંતિ ન થવાથી ગુરૂના આશ્રમમાં નિવાસ કરવાની ઇચ્છાથી ચંદ્રિકા આશ્રમમાં પ્રવેશ કરે છે. અંધ ચિદ્દઘન આશ્રમના કેટલાક બાળક બાળકીઓને પોતાને પોતાના ઓરડીમાં લઈ જવા વિનંતી કરે છે. ચંદ્રિકા ચિદ્દઘનને ઓળખે છે.

પ્રવેશ ચોથો:- કુંજ ગુફામાંથી ગાન આવતું સાંભળી તેમાં પ્રવેશ કરી વિલાસને હિંચકા ઉપર નિહાળે છે. વિલાસ પોતે ભુત છે તે જાહેર કરે છે. ને કુંજના અસહ્ય પશ્ચાતાપ.

પ્રવેશ પાંચમો:- કવિનું રચેલું નાટક ભજવવા માટે શૃંગાર, વીર વગેરે આવે છે અને પોતાની આવડતનું પ્રદર્શન કરે છે ત્યાં એક ગામડીઓ ચોરનો ભાવ ભજવી— વકીલ, ડોકટર તથા કવિના સહિવાળાં કાગળીઆં ફાડી નાંખે છે. નિરાશ થઇ ડોકટર તથા વકીલ નાટકની વાત બંધ રાખે છે.

પ્રવેશ છઠ્ઠો:- શશીકળાના નામથી છુપી રહેલી ચંદ્રિકા અંધ ચિદ્દઘનને લઇ ફરવા નીકળે છે શશીકળાના તોફાનથી

ચિદ્દ્ઘન તે પોતાની સાથે પ્રેમમાં પડી હશે એમ ધારે છે અચાનક ગુરૂ ચંદ્રિકાનો નામોચ્ચાર કરે છે ચિદ્દ્ઘન ચંદ્રિકાને ઓળખે છે.

પ્રવેશ સાતમો:– સૂર્યાસ્તની રાહ જોતો કુંજ ગુફાની પાસે ભમે છે. કવિ કુંજને ખોળવા આવે. ત્યાં ગુરૂ, ચિદ્દ્ઘન, ચંદ્રિકા પણ આવે છે. ગુફામાં વિલાસના સ્વરૂપની ઝાંખી થતા પશ્ચાતાપના આતશથી બળતો ચિદ્દ્ઘન ગુફાની અંદર દોડી જાય છે. ચિદ્દ્ઘન અને વિલાસ ગુફામાંથી બહાર આવે છે. સર્વનું મિલન. આમીન.



શાન્તિ : શાન્તિ : શાન્તિ :

—સમાપ્ત.—

# શંકિત હૃદય.

## નાટકના ગાયનો.

### મંગળાચરણ.

### અંક પહેલો.

સુત્રધારા:—

બ્રહ્મદેવ સ્તવું જોડી યુગલપાણી,
ઘટઘટ વ્યાપક અંતર્યામી (૨) નમું શીરનામી કરૂણુગામી
જગત્સ્વામી, દીન વિશ્રામી
આનંદ કંદ અંતર્યામી—બ્રહ્મ૦

ચિદઘનઃ— ( ૧ )

શાને જનનયને જલ ઉભરાય ?
કેમલ કંજ બીડાય હાય—શાને૦
શાને જનનયને જલ ના સમાય ?
ધૂમ્મસ વરસે, જગ સહુ ભીંજે
નયનો અટકે સ્યામલ પડદે
રવિકિરણ શું છુપાય ! હાય !—શાને
શાને જનનયને જલ ઉભરાય—શાને.

( સાખી )

જગને જો જડતો નથી ઇલ્મી કે ન હકીમ !
શીર ઝુકવી હું ઉભો ખોલી હૃદય અસીમ !
શાને જનનયને જલ ઉભરાય ?

સુરઃ— ( ૨ )

વિરરસે રસબસ સહુ બનીને કુમકુમ આંકી ભાલ,
સાચતણી શમશેર હસ્તમાં ક્ષમાતણી ધરી ઢાલ
શૂર સિપાઇ આવો-ક્ષત્રીવટનો શુભ લ્હાવો
જગને નૂતન બતલાવો, યોજીને વ્યૂહ વિશાળ-વિરરસે
રણમાં ઊતર્યો વીર કદિ નહિં પગ પાછો ધરનાર
વીર ધસ્યો એ જાય જંગમાં ચોટ નહીં ચુકનાર
જગમાં જીત્યો કહાવે-પ્રભુ સ્મિતને બહલાવે !
જય લક્ષ્મી પહેરાવે, એને મનહર વરમાળ-વિરરસે

( ૩ )

સુરઃ— હે, દેવ ઘટઘટમાં રમે

નથી એહ પુજા માંગતો નથી સેવના સંભારતો-હે દેવ
નથી પુછતો ત્હેં કેટલા ઉદ્ધારીઆ, નથી માંગતો
હિસાબ ત્હેં કો તારીયા
તું આપમાં-જગબાપ ભાળી કેમ ના વિરમે? ભલા-હેદેવ
તું ભાવના ભંડારજો બસ ખોળી દે તું આંખથી આંસુ
સદાયે ઢાળી દે,
શાને તને ઝોળી અને સાધુની ટોળી ગમે—હે દેવ

( ૪ )

વિલાસીની ચંદ્રિકા } ( સાખી

શ્યામ સાડી સજી સુંદરી, રમતી ઘટઘટ માંહ્ય;
વિશ્વવિલાસે વિહરતી માયા મધુર સોહાય.

* * * *

રચી વિશ્વગોલ ઘેરા, શાં રૂપ લે અનેરાં,
રમે મંમાયા મોહિની મનોહરી !
આત્મચંદ્ર સાથ ખીલી એ અનંત પોયણી-રચી

કુંજવિહારીઃ— ( ૫ )

ફુલની સાંકળે જગ ગુંથતી
શું એ તે પ્રિય વસન્ત ?–ફુલની
હસતી રમતી વનમાં જનમાં,
ચલે લટકંતા રંજનમાં,
કોકિલ કરે અલિગુંજનમાં,
ગાન કરી વિલસન્ત–ફુલની
મોહમધુ સચરાચર પાતી,
ભરયૌવન મ્હાલે મદમાતી
વસન્ત પુષ્પ પરાગે નહાતી.
કે મુજ પ્રિય હસંત–ફુલની

( ૬ )

ચંદ્રિકાઃ– ખેંચી તીર મારો ના ! ન ભોળું જીગર ભેદીયે !
શ્યામ નયન વારો ના ! એ આશાને શું છેદીયે ?
કનકનો ભરેલો જામ ! અધર પર કરે આરામ !
ગુંટવીએ ન આમ હો ન ભોળું જીગર ભેદીયે
દિલ લુંટાયી રહીએ દુર ! પુર્ણિમા શે ઢાંકે નૂર ?
એવા શાને ર હો ન ભોળું જીગર ભેદીયે

( ૭ )

વિલાસીની } છોડો મ્હારી ઐંયાં, ઓ અવી મ્હારી સૈયા !
કુંજવિહારી }
આવી મ્હારી સૈંયાં, ઘચ્યાં આ શાનાં હૈયાં !–છોડો
જલ ભરેલ ઝારી, ઢોળાવી, હું તો હારી !
આઓને રીત ના મ્હને ગમે તમ્હારી— છોડો.

( સાખી )

જલનાં સિંચન સુંદરી ! હવે ન ખમશે ફુલ !
તલસે ગ્રહેવા જો ખીલી સિંચન પ્રણય અમુલ,

* * * *

અલકલટ ત્રિખૂટી, હું ત્હોય શેં ન છુટી !
ન્હાસતાં સોનાની કટિ મેખલા આ તુટી–છોડો

*    *    *    *

( સાખી )

વિખરી લટમાં જો સખિ બંધાયો હું અંજાણ !
છો તુટી કટિ મેખલા, કર બંધન લે પ્રાણ !

*    *    *    *

બ્હાવરી બનાવી મઝા કહો શું આવી ?
ઘેલછા આ દીજે મનની મનમાં શમાવી ! છોડો.

વિલાસીનીઃ—    [ ૮ ]

મ્હારી મદભર આંખ ઘેરાણી,
ઝુલાવો ધીમે હજી ધીમે પ્રાણ

નિંદભર્યાં અમ પાસે પ્રિયતમ !
રાખીએ ચિત્ત ચકોર ?

જો જો સલુણા ફાટે નહીં,
મ્હારા નવરંગ ચાળુની દોર—ઝુલાવો

વેગળાં ઘ્યો જરી નયનો,
બ્હીતાં ન્હાસતાં ખંજન લોલ !

કીકી તણો પડછાંય પડી,
મ્હારા કાળા થાય કપોલ–ઝુલાવો.

—૦—

# અંક બીજો

વનદેવીઓઃ— ( ૯ )

અહ સંતજી ! પગ પાવડી પરથી જૂઓ આ ખસી ગયો
તમ પુણ્ય ભર પગને જૂઓ જરી ધુળ અડકી હો ?
અરે લપસી ગયો પગહો.
અગ્નિતણી ચીનગારી ન્હોતી નમ હૃદયે દીઠી !
અણુધારી જ્વાલામુખી તણી જ્વાલા ભભૂકી ઉઠી !
જગતને લાગતી જૂઠી—અહ સંતજી

[ ૧૦ ]

ચિદ્દઘનઃ— આંખે પડદા પડે ! હો પડે !
ઘોર ઘટા ઘન મેઘની છાઇ
તિમિર અમાસ અડે ! હો અડે !
આંખે પડદા પડે ! હો પડે !
વીજલડી પણ જાય રીસાઇ
બુરખો ઓઢી રડે ! હો રડે !
આંખે પડદા પડે ! હો પડે !
પંથી આજ રહી અટવાઇ
મારગ તો ન જડે ! હો જડે !
આંખે પડદા પડે ! હો પડે !

સુર:— [ ૧૧ ]

જેવી કરે જે કરણી, તેવી તુરત ફલે છે.
બદલો ભલા બુરાનો, અહિંનો અહીં મળે છે.

કરનારાઓને રડાવે રોતા ઉપર હસે છે.
રોનાર રહેને કોઇ, આખર નહિ રહે છે;
ઊંચે ચઢે છે જયારે સહુનેજ તુચ્છ ગણતા,
પટકાય જયારે નીચે, ત્યારે સમજ પડે છે;
આપ્યા વિના ન મળશે, વાવ્યા વિના ન ફળશે.
ઇન્સાફ એજ કુદરત, અહિંનો અહીં ફરે છે.

કવિઃ— ૧૨

જય જય શ્રી—સામ્રાજય;
પુરૂષનું તેમાં શું છે કાજ?—અહોહો
જય જય ત્રીયારાજ—
ધ્વજ પર ફરકે કંચની કોચો;
વિજય-રંગ અંકીત!
પાવન પગલે નરને ચાંપી.
ધપતી શકિત—અમીત!
ડુબે હવે નર—નાવિકનાં ઝાઝ,
અહોહો! જય જય ત્રીયારાજ!

૧૩

જીગરના વાંચનારાઓ, મને કો માર્ગ બતલાવો;
અગમ પંથે જનારાઓ, જરા તો રાહ દર્શાવો
ન સમજું હું કરૂં આ શું? જો સમજું તોય ફાયદો શું?
ભુલાઇ ખુદ હું પોતે, ભુલેલીને ન ભુલાવો;
ચિચળવતીના સકળ ધર્મો, પડે જો સેજે ચરણોમાં,
જો પામીએ વિમળ ચરણો, હવે કયાં જાવું સમજાવો
કહે છે આર્યના શાસ્ત્રો, પતિ કિરતાર છે સ્ત્રીનો,
મળ્યો કિરતાર વેચાણી, હવે શા માટે પસતાવો,

કવિપત્નિ:— ( ૧૪ )

મોરો ઝાંઝર ઝમકે ! ઝમક ઝમક પીયુ આજ
મોરી ઘુઘર છમકે ! છમક છમક, આવે લાજ !
નહીં નહીં રે બોલું ! શાને રાત જાગો, રાજ !
હાં મોરો ઝાંઝર ઝમકે

ઝીણા ઝીણા ઘુંઘટે મુખશે સંતાય હાં? રઢીઆળા રાજ !
નયનોનાં બાણથી બચાયના ! રસભીના રાજ !
પાલવ પકડયાંનું શું છે કાજ? હાં મોરો ઝાંઝર ઝમકે

કવિપત્નિ:- ( ૧૫ )

જાઓ, જાઓ, જયાં રાત ગુજારી
ભુલી પડી મદભર તુજ નયનાં !
ચરણ ચલીત, તંબોલ અધર પર
લાલ છુપે નહીં છલબલ ચૈનાં ! જાઓ
હાર ચુમ્બિત હૈયું કયમ ઢાંકો ?
કંકણવેલી કયાં ચીતરાવી
અંજન ડાઘથી ઓપે કપોલ !
બધી રજની કયમ ત્યાં ન વીતાવી ? જાઓ

વિલાસ:- ( ૧૬ )

હું તો ઝબકીને જાગી આજ !
મુરલી કયાંથી વાગી ?
મુજ સઘન કુંજ સોહાગી આજ !
લગની સ્વરશું લાગી ?
અણુ અણુ તનના મ્હારાં
મુરલીના તાને રાચે;
હૈયું થન થનગન નાચે આજ
મુરલી કયાંથી વાગી ?

# અંક ત્રીજો.

ચિદ્દઘન:— ( ૧૭ )

જગમાં ભાવ જરા ન જડે
મુખપર મધુરી મોહન વાણી,
અંતર ના ઘઘડે ! જગમાં ભાવ
નેહ નયનમાં દેખું વહેતો !
હૈયાં ખલી પડે ! હો જગમાં ભાવ
કોણ તણી આશામાં ભૂલી ?
મૂખ શું આથડે ? જગમાં ભાવ

કુંજ:— ( ૧૮ )

નયનથી દુઃ બની ? ખાલી જીગર ખાલી ?
ઉંડો ઉતરૂં હું કો ઉડણું રહો કો ઝાલી
જોઉં સહુ સ્થાનમાં ઈશારો અલબેલ ત્હારો
લઊં હું ચૂમી ત્યાંતો જાય પ્રોયે ચાલી ?
—નયનથી

વિલાસ— ( ૧૯ )

ઝુલી રહી મતબાલી, આજે !
સૂનો સૂનો મોરો બાગ !
છુપી છુપી તારલી ઘેલડી મટકે
હસી હસી ચંદ્રી નફ્ટ બની ટકે !
અલિ શું મોહિ લટકે ! હાં સૂનો સૂનો
ઉછરી આશા અમર મરોડી !
કંપ ભરી મુજને તરછોડી !
જાય પ્રીતમ મુખ મચકોડી—હાં સૂનો સૂનો

ચંદ્રિકા— ( ૨૦ )

મ્હારી ન્હાની શી હોડી ! ડોલે એ થોડી થોડી !
ઘેરાં વારિને હૈયે એ નિત્ય રમે !
ધીમી લહરે સમિર, ચુમે નાવતણાં નીર !
આછી હલકે એ નાવ મ્હારી નાચતી નમે—મ્હારી !

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

( સમાપ્ત )

